# “સગન સંગિત”



## જન્મ, વર્ષગાંઠ—નવજોત—તથા લગન

ના

## સુભ પ્રસંગના સુબોધ
## સંગિતની રંગીન કિતાબ.




રચનાર—“હરમીસ.”

**હોરમશજી શોરાબજી મીસ્રી.**

મિનોઇ મેજાહ—મધૂરિકા,

તથા

“કિયાની કિર્તન”ના કર્તા.

**“ડાન” ફોટોગ્રાફીક સ્ટુડયોના આર્ટીસ્ટ.**

ગોવાલ્યા તલાવ, **મુંબઇ.**


---



---


પુસ્તક ધી જમશેદજી નશરવાનજી પીતીત પારસી ઑરફનેજ કૅપતન
પ્રિતીંગ વર્કસ, નંબર ૧૪૧, લાલબાગ, પરેલ, મુંબઈમાં મેહેરજી
બેરાંમજી મીઠાઈવાલાએ છાપ્યું છે, અને મી૰ હોરમશજી
શોરાબજી મીસ્રીએ ડીસોઝા બીલડીંગ ગોવાલ્યા તલાવ
મુંબઈ મધે પોતાને માટે પ્રગટ કીધું છે.

# બે બોલ.

આદમના બાળકના અવતરવા સાથે **સગનની** શરૂઆત થઇ ચૂકી છે; અને હર કાળે, હર સ્થળે, હર કોમમાં સગન એક યા બીજી રીતે પળાતા રહયા છે. સગન એ ખુશબખતીનો પ્રસંગ છે, અને તેથી કરી તે ગાયનમાં ખુદરતી રીતે દિપી નિકળે છે. એવાં **સગનના ગાયનો** લગભગ દરેક કોમમા હોય છે; અને આપણા તરફ હિંદુઓમાં તેઓ ઘણુાજ માનીતાં હોય છે.

**આપણા વડવાઓના હિંદુઓ સાથનાં સંબંધને કારણે આપણા** સગનના ગાયનોમાં હિંદુ વિચારો, આચારો, અને રાગણીઓનું તત્વ વિષેશ જણાય છે; અને તે કારણે આજે આપણાં કેળવાયલા વર્ગમા આ ગાયનો ઓછાં ગવાય છે; ઘણેક સ્થળે તેઓને પડતાં મુકવામાં આવે છે.

ખુશીની વાત છે, કે કેટલીક તરફથી હાલની પ્રિય થઇ પડેલી રાગણીઓમાં કેટલાંક સગનના ગાયણો રચાયાં છે; પરંતુ તેઓ જુજ છે; અને તેઓની ખુટ કાઇક ખુલ્લી જણાય છે.

આવાં સંજોગો વચ્ચે થોડાંક ભલા બાનુઓની સુચના ઉપરથી આ નાંનું પૂસ્તક રચવાનું આરંભ્યું છે, જેમાં દરેક **સગનના પ્રસંગને** લગતા ગાયનો કાઇક નવા વિચાર અને નવા રાહ ઉપર જોડયાં છે, અને ઉમેદ છે, કે પ્રિય વાંચનારને થોડેક રવેશે પણ રસિલાં થઇ પડશે.

જન્મ, વર્ષગાંઠ, નવજોત, અને **લગનની સાંકળી,** સંસારમાં ચાલુજ છે—અને ચાલુજ રહેશે—અને તેવા સમય, હરહાલ જગતપર નિયમીત ચાલુજ રહે, અને ઘરે ઘર ગીતડાં ગવાઇ સર્વ જણુ આનંદ અને અષોઇમાં રહે,—એ મ્હારૂં ચાહવું **દાદાર અહુરમજદ આમીન કરે !**

આપણો દુવાગો,

**" હરમીસ."**

# અર્પણ પત્રિકા

**જન્મ પામતાં**

પારસી કોમના પનોતા જીવને,

**વર્ષ ગાંઠની**

વધાઈમાં ખીલતાં પ્યારાં બાળકને,

**"નવજોત" થી**

નવી રોશણી મેળવતાં મધૂરાંને,

**લગનના**

પવિત્ર ગાંઠથી જોડાતાં નરનારીને,

આવકાર અને ઉમેદ સાથ,

રોશણી અને શુભ દુવા સાથ,

આ **"સગન સંગિત"**

અર્પણ કરૂં છું.

**"હરમીસ."**

# વધુ ખુલાશો.

**આ ચોપડીમાં નોટેશન આપતાં, જેઓ અત્યાર અગાઉ "મધૂરિકા"** ખરીદી ચુકયા છે, તેઓને ખાસ લાભ આપ્યો છે; તે એમ કે, જ્યાં જ્યા આ ચોપડીનાં ગાયનો **મધૂરિકાના ગાયનોને મલતાં આવે** છે, ત્યાં ત્યાં તેનું પાનું તાંકી બતલાવ્યું છે–કે જેથી **"મધૂરિકા"** ના ગીતો વજાડી શકાય.

જ્યાં "સા" નો સુર વાપડયો છે, તેને ફીડલની ત્રીજી સ્ત્રીંગ ખાલી સમજવી–યાને **હારમોન્યમની આથમી સફેદ ચાવી સમજવી.** જે નોટેશનનાં બોલની ઉપર કાપો આવે છે, તેને હારમોન્યમનાં ત્રીજા "સા" થી નોટ ગણવી–જ્યા કશો પણ કાપો નથી ત્યાં બીજા "સા" થી ગણવી. અને જ્યા નોટેશનને નીચે કાપો આવે ત્યાં પહેલાં "સા" થી નોટેશન સમજવી. જ્યાં ० મીડું આવે તે કોમલ સુર સમજવો.

**સેવટે, જે પ્રિય વાંચકોએ "મિનોઇ મજાહ," "મધૂરિકા"** અને **"કયાની કિર્તન"** ની કિમત કરી, જે ધરખમ ટેકો આપ્યો છે, તેઓનો આભાર માની, તેઓની ચાલુ મેહરબાનીની ઉમેદ રાખી, આ માહરૂ ચોઠૂ પૂસ્તક તેઓ સમક્ષ ધરી, આ બે બોલ બંધ કરૂં છું.

ઉપલી દરેક ચોપડીના ગાયનો–માહરા **ખોરશેદ મ્યૂઝીક કલાસમાં** (ચોપાટી) તથા **યંગ લેડીઝ હાઇ સ્કુલમાં** (કોટ) તથા હારડીંગ સ્કુલ (ભાયખલા) માં શિખાડવામાં આવે છે.

"મિનોઈ મજાહ" "મધૂરિકા" "કયાની કિર્તન" તથા "સગન સંગિત" ડોન ફ્રાનોઆરીક સ્ટુડીઓ–ગોવાલીયા તલાવ પરથી મલશે–મુંબઈ.

**૧૩ મે પાને આશિર્વાદની બયેત તે અસલ એરવદ ફરામજી જામાસજી દસ્તુર મહેરજીરાણાની આશિર્વાદની છપાયલી ચોપડી ઉપરથી થઇ છે જે માટે હું તેમનો આભાર માનું છું.**

આપણો દુવાગો,

**"હરમીસ."**

# "મહારા અહુરાની યાદી."

માહરા અહુરાની યાદી સમાઈ રહે,
એ સમાઈ રહે જગ છવાઈ રહે;—માહરા.

કેવો રસીલો રંગીલો સીંગાર વાહ,
"તારા સીતારા ને અગ્ની અંગાર" વાહ;
ભર્યા જાથુકના આનંદ કલપાઈ રહે.—માહરા.

દીધો પ્રથમમાં એક પુત્ર પણોતો,
હતો ભવ્યમાં પુરો જો તમો ગણો તો;
જેની જ્ઞાની તરીકટ ગવાઈ રહે.—માહરા.

હતો "સ્પીતામાં તે જરથુસ્ત્ર પેગમ્બર,"
હતો "અહુરાનો" તે પહેલો દીગમ્બર;
જેની ભાવના જગત છલકાઈ રહે.—માહરા.

દીધા કલામો સલામી ભરીને,
"અહુરાના" ભાનોના ભેદો ફરીને;
ખરા માજદીયસ્નાન આજ મલકાઇ રહે—માહરા.

માહરા અહુરાની યાદી સમાઇ રહે—
**મ°મ° રેગગમ° ગરેસા રેગગ રેગમ°**

એ સમાઇ રહે જગ છવાઇ રહે = હૃદય અહુરાની યાદી
**ગ મ°પપ પપ પ• મ°ગગ રેગમ° મ°મ° રેગગમ° ગરેસા**

કેવો રસીલો રંગીલો સીંગાર વાહ } બીજી લીટી પહેલી
**રેરે સાગગ રેમ°મ° રેગગ રેસા** } પ્રમાણે વજાડવી.

ભર્યા જાથૂકના આનંદ કલપાઇ રહે= } બીજી વાર
**ગમ° પપપ પપ મ°ગગ રેગમ°** }
**ગમ° પ પધની°ની° પપ મ° ગગ રેગમ°= મહારા**

## "જય જય રહે સત્ય"—એ રાહ.*

અમારા રાજ પતિની જય થાવો !

જય! જય! રહે બ્રીટીશ રાજ તણી—જય બ્રીટન દેશના કાજ તણી
કુલ રૈયત રીઆસત તણી—રહે આબાદી ચાર દિશાઓ ભણી—જય.

જેની સત્તાનો પાર ઘણો—જેના બળનો વિસતાર ઘણો
ગુણુ ધનિસારી ભાવ ઘણો—સાથે સઘળાનો દાજ ઘણો—જય.

એ રાજનૂ નૂર સદાય ફ્ળો—કીર્તી યશનો હર હાલ મળો
કાયમ દાયમ માન રહો—ઉંચ રહે એની ન્યાય કુળો—જય.

ચાહીયે રે સૌ જન સાથ મળી—બસ હમપર રહે એ હકુમત ભલી
ખીલતી રહે એ ભલી રાજ્ય કુળી—ઝંઝત સૌની જાયે ટળી—જય.

અમારા આશિષ રહે રાજ ઉપર—પ્રભૂ માયા રહે તાજ ઉપર
સુખ છાયા રાજ પિતા ઉપર—તેના કુલ વંશ ને સાજ ઉપર—જય.

ઓ પ્રભૂ અમારી સહાય કરો—બ્રીટીશ ધજાઓ ઉડતી રહો
હીંદ સાથ તેની કીર્તી રહો—તેની સત્ય જયે ઉડતી રહો—જય.

જય જય રહે બ્રીટીશ રાજ તણી—જય બ્રીતન દેશના કાજ તણી
**ગ રે સા સાધુસા રેરે રેગ ગરે ગપપ પપધ પગ ગગ**

કુલ રૈયત રીઆસત તણી—રહે આબાદી ચાર દીશાઓ ભણી
**ગગ ગગગ રેસાસાસા સાસા સા સાધુની સારે રેસાસા સાસા**

જેની સત્તાનો પાર ઘણો— જેના બળનો વિસતાર ઘણો
**ગગ ગપધપ સાસા સાસા સાનીસા ગગરે સાસાનોધ ધપ**

ગુણુ ધનસારી ભાવ ઘણો—સાથે સઘળાનો દાજ ઘણો—જય
**ગગ રેરેસાની ધપ પપ પગ ગરેગમ° ગરે રેસા**

---

* "મધુરિકા" નૂ ૧૪ મે પાનેનું ગીત "જય ક્યાં—જ્યા જોઈએ ત્યાં" તે ઉપલા નોટેશને પણ વગાડી શકશો.

# પ્રેમ પ્રકાશ.

## *રમ કર—યાને જુદાવી રહી સર—તે રાહ.*

સંબધ સૂભ આજે કાંઇ રૂડોજ થયો
ખરેજ પાક પ્રેમે બંધન તે થયો=સંબધ.

મળી મ્હારા મનની મોરાદ મીઠી નેક
ટળી તનની ઝંઝત, થયો ભારી ટેક=સંબધ.

ઉમેદ મ્હારી અહુરાએ કીધી છે પાર
કે મેળવી ચૂકી પાક પ્રિતનો ભરથાર=સંબધ.

અહુરા મ્હારા વહાલને તૂ કાયમ કરે
પરસપર ખરા પ્રિતના આશિષ ભરે=સંબધ.

મળશે મ્હારો જીવ આજે વહાલા જીવ સાથ
મળ્યૂ શૂખ ભારી ઓ ખૂદા તૂજને હાથ=સંબધ.

સબંધ સૂભ આજે કાંઇ રૂડોજ થયો
ગ°મ° સા ની°સા ધ°ની° સામ° ગ°ગ°

ખરેજ પાક પ્રેમે બંધન તે થયો=સ°
ગ°મ° ધ°ની° સાસા સાસાસા સા સામ°

મળી મ્હારા મનની મૂરાદ મીઠી નેક
ગ°મ° ધ°ની° સાધ° ની°સા સાસા સા

ટળી તનની ઝંઝત, થયો ભારી ટેક=સ°
સાસા સાની° ની°ધ° મ°ધ°ની° સાની° ની°

---

*જુવો મધૂરિક્ષ પાનૂ દશમૂ—"સુર્યની સ્વારી" એજ નોટશને વળગી.

# સામસામી વીંટી પહેરાવવાને સુભ પ્રસંગે.

## "વહાલા સાસુજી તમે વીંટી પહેરાવો"—એ રાહ.

વ્હાલી દીકરી આજે વહુમાય થઇ, તેના સાટાંની વીંટી પહેરાવ્યે રે
માય સાટાંની વીંટી=
તેના ધણીને સામી પહેરાવવા, ઘેરમાં આજે તેરાવ્યે રે
માય ઘરમાં આજે તેરાવ્યે રે=
ચોક પૂરીને પાટલે શોભાવી, સાસૂના કપડે સોભાવ્યે રે
માય સાસૂના કપડે સોભાવ્યે રે=
સાસુજી પાસે ટીલો કરાવી, પેટ પાસામાં ચમપાવ્યે રે
માય પેટ પાસામા ચમપાવ્યે રે=
દહી કુમરાંના સગન કરીને, સાસરે આજ વધાવ્યે રે
માય સાસરે આજ વધાવ્યે રે=
ત્યાંથી સગન લઇ પાછા ફરતા, જમાઇજીને બી બોલાવ્યે રે
માય જમાઇજીને બી બોલાવ્યે રે=
મનને ભાવતા વાગા વીંટીથી, જમાઇજીને બી શોભાવ્યે રે
માય જમાઇજીને બી શોભાવ્યે રે=
જૂગ જૂગ જીવી ઘણું સૂખ જોય, દુવા એવી માય ગવારીયે રે
માય દુવા એવી માય ગવારીયે રે=
બન્નેને સાથે લઇને સઘળા, આતશ બહેરામ માય સિધારીયે રે=
માય આતશ બહેરામમાં સિધારીયેરે=
દાદાર અહુરમજદ સારાં ને રૂરા, રાખે એમ સૌ ચાહીયે રે
માય રાખે એમ સૌ ચાહીયે રે=

વહાલી દીકરી આજે વહુ માય થઇ
**મ°પમ° નીºધ ધધ ધ નીºસા નીºધ**
તેના સાટાંની વિંટી પહેરાવ્યેરે=
**પમ° મ°પપ પધ નીºપધપમ°મ°**
તેના સા ટાંની વીંટી પહેરાવ્યેરે
**રેગ મ°પપપ પધ નીºપધપમ°ગ**

## "વહુમાય—પહેલી સાસરે પધારી"

### "શિશ ચઢાવી"—એ રાહ.*

સાસરાં વાસરાં શોભ્યા છે માયે-રે-મારે ઘર વહૂમાય આવી=રે

પોષાક ભારી પહેરી આવી સાથે નાજુક ચાલ
લહેકો લઇને ચાલે વહાલી, ધરી હાથમાં થાળ=મારે

દીકરી વ્હાલી માત પિતાની-પણ "વહૂ" અમારી તું
તું પણોતી આવી છે-ખરા પ્રેમે વધાવું હું=મારે

આવો સઘળાં, સિંગાર દઇએ, વહુને ભારી, આજ
સારી કપરા સાકરી બાગરી-થી રૂડો કરીએ સાજ=મારે

હું વધાવું, હું ઓવરાઉ, છળકી, મ્હારી ગાય
દાદાર મહેર કરે-મહીરાં સાસરાં સૂખી થાયે=મારે

સાસરાં વાસરાં શોભ્યાં છે માયે, રે
મંમંનીં ધધનીં પપધ મં પ ધ

મારે ઘર વહૂ માય આવી=મારે
મંગ સારે ગ ગ મંપ

પોષાક ભારી પહેરી આવી સાથે નાજુક ચાલ
સાસાની ધધમં પપ ધની પપપ ધનીરે સા

લહેકો લઇને ચાલે વહેલી, ધરી હાથમાં થાળ=મારે
સાસાની ધધમં પપ ધની સાસાની ધધની પ

---

* જુઓ મધુરિકા, પાનું ૭૦ મું—"નામે રામ-અને કારણે કામ" એ ગીત પણ ઉપલા નોટેશને વગાડશો.

## "ગુણો વાપર અતિ."—એ રાહ*

"વહુને"-દહી માછલી સાથ-"સાસરે" આવકાર.

વહુ આવી ભલે રે આવી રે, સાસરાં શોભી રહયા છે આજે=વહુ

ચોક તોરણથી ઉંબર શોભાવો, આછા મીંછાની થાળી ભરાવો
વહુના પગલા ફુલે વધાવો,-આજે મૂરત પણોતું છાજે રે=સાસરાં

દહી માછલીના સગન છે લાવી, પેટ પાંસાંમાં લેવો સમાવી
ઘરમાં આજે ખીલી ફુલવારી, સાથે મહોલાં સેરીબી ગાજે રે=સાસરાં

આછું મીંછુ કરી વધાવી, પનોતા પગલે સાસરે આવી
વર સસરાને સૌને ભાવી, વહુ સરમાઇ, સરમાઇને લાજે રે=સાસરાં

વહુ આવી ભલેરે, આવીરે
**સાસા રેમં મંપધ ધધની**

સાસરાં શોભી રહયા છે આજે=અરે સાસરાં=વહુ
**ધપ મંમં પધપ મં ગંરે રેપ પપ**

| | |
|---|---|
| ચોક તોરણથી ઉંબર શોભાવો<br>**મંધ ધનીંસાસા ધનીં સાંનીંપ** | બીજી ત્રીજી લીટી એજ પ્રમાણે. |

આજે મૂરત પનોતું છાજેરે=સાસરા
**મંપ ધધ ધધધનીંપધનીં ધપ**

* મધુરીકા પાનું ૨૬ "મ્હારી માતા" એજ નોટેશને વગાડવી,

## " માડવસોરાનું સગન મૂરત."

" માય, માય, માય, મ્હારા "—એ રાહ.

આવો ! માય આવો ! સઘળા તાલીઓ પાડી, ગરબા ગાઇએ સાથે જીરે=
દાદાર અહુરમજદે રાજી થઇને—વ્યા વાજન આપ્યા આજે જીરે=આવો
માડવ સોરાથી, થઇ સુભ સરૂઆત, જોડાશે હવે, "વર વહુ"ના બેઉ હાથ
પવિત્ર કલામ અને દીનના રસમ સાથ, તેના ગીતો ગાવો આજે જીરે=આવો
દીકરી પનોતી ઘણું સુખ જોજે ! મઘમઘતાં ફુલો, તું તોરણે પોજે !
દુધ, ગુલાબમાં, હાથ ત્હારા ધોજે ! સાસરાંના સિંગારમાં સુભ ફળ જોજે !
હરખે તાલીઓ લેજો જીરે !=આવો

દીકરા ને દીકરીની માતા તું થાજે, સંસારના રૂડા હાલરડાં ગાજે,
બાળ ગોપાળ અને સૌ સૌને કાજે, ધણીને ખૂશીમાં રાખે, જીરે=આવો
ધણીના પડતાં બોલ ઉપર મરજે ! સસરાજીને સઘળું માનથી ધરજે !
સાસુજીને મીઠા બોલો તું ભરજે ! નનંદ દેરાણીના વહાલમાં ફરજે
જેઠાણીને પ્રિત બહુ જેવું ભરજે, એવી દુઆ તુંને દઇએ જીરે=આવે
કામથી પરવારી અહુરાને ભણજે, જરથુસ્તની દીનને હરદમ નમજે
ગરીબ ગુરબાંને હીતથી ગણજે, માન પામી દીકરી, ગુણવંતી બનજે
જેથી માબાપની કીર્તી છાજે જીરે=આવો

આવો માય આવો સઘળા તાળીઓ પાડી
**રેરે મંપ ધધ નીંસા ધનીંધ પધમં**
ગ ર બા ગાઇએ સાથે જીરે=આવો
**મં પધં પ મરેગં મંપ ગમં**

(બીજી લીટી ઉપલી માફક).

માદવ સોરાથી થઇ સુભ સરૂઆત
**રેમંપ ધનીંસા ધ નીં ધપધ મં**
} બીજા ભાગો એજ પ્રમાણે.

તેના ગીતો ગાવો આજે જીરે=આવો
**મંધં પમં રેગં મંપ ગમં**

## "બરી બામદાદ-લગનનો" સુભ દીન

"સખી સુરજ ભલે ઉગીઆ."—એ રાહ.

ઉગ્યો સૂરજ વ્યાહે, "દાદાર અહુરમજદની ચાહે"
"ખોરશેદ ઇજદના" વહાલે—આજે વ્યાહે
આંગણે કીરણો આયા (આવ્યા), સાથે ખુશબક્તી લાયા (લાવ્યા)
બારણે ફુલોબી છાયા, ઘરમાં ખીલી રહી માયા
સુખી થઇ મ્હારી જાયા—દાદાર અહુરમજની ચાહે
જાઇને સગનમાં સાંધો, માળા ગળામાં બાંધો
કપડા ઝવેરાત લાધો—દાદાર અહુરમજદની ચાહે
દીકરી માયજીની વ્હાલી, બાપ ભાઇઓની ડાળી
આજે સાસરાંમાં ચાલી, હાથમાં ગોલાબની થાળી=દાદાર અહુરમજદની ચાહે
આડું પગલું ના ભરતી, સાચું બોલવા ના ડરતી?
પારકી પંચાત ના ધરતી, વરને દુખી ના કરતી?
તેમની સામે ના જાતી, તેમના બોલે રહે ફરતી=દાદાર અહુરમજદની ચાહે
દીકરી વઉ વેશે શોભે, ધન, તું મેલવજે ખોભે
દોરવાઇ જતી ના લોભે, પ્રકાશ ઘરમાં ને મોભે
આશિષ લેવા બી થોબે=દાદાર અહુરમજદની ચાહે
"આંવા ઇજદ" સુખ આપે, "આતશ"થી જોશ ઉમંગ ચાખે
"રસને" રાસ્તીમાં રાખે, સૌથી મેહેર માયા રાખે=દાદાર અહુરમજદની ચાહે
"બહેરામ ઇજદ"બી રાખે, મદદ ત્હારીરે પાંખે
"મહેર"ની મહેરબાની ચાખે—ખોરશેદની ખુરમી તું ભાખે
ધીરે ધીરજથી સાંખે, હોગાય મોગાય દશ લાખે=દાદાર અહુરમજદની ચાહે

ઉગ્યો સુ રજ વ્યાહે, દા દારે અહુરમજદની ચાહે
**મ°પપ મ°પધધ પધમ° મ°પ પ મ°પધધધ પધમ°**

ખોર શેદ ઇ જદના વહાલે= આજે વ્યાહે=
**મ°પ પ મપ ધધધ પધમ° મ°પધધ પધમ°**

આગણે કી રણો આયા-(બધી લીટીઓ એજ પ્રમાણે વજાડવી)
**મ°પપમ°પ ધધ પધમ°**

## "વરરાજાને નહાન નવડાવતી વખતે."

### "ચાલોરે, ભાઇઓ સાથે સૌ જન."—એ રાહ.

ચાલોરે બહેનો નહાન નવાડવા લઇને જઇએ "વિરાને"
"સુભ સરેવના સગન કરાવી" લેવો વધાવી હીરા
મ્હારા હીરાને=ચાલો.

ઘરે આજે તોરણ ટંગાવી ચોક પુરાવ્યા વિરા કાજ
સુરત વારના રૂડા રંગ સાથ—વાડી શોભે વિરા,
મ્હારા વિરા કાજ=ચાલો.

"સેસ પત્રીની થાળ ભરીને"—ટીલી કરીને આપો સાજ
સુંદર મુખને, હસ્તે ચહેરે, મેજો "સગનનું તાજ"
મ્હારા વિરાને=ચાલો.

"વ્હાલી જીંદગીનો" નેક પ્રસંગ આજ ફુલે વધાવો વિરાને
દાદાર અહુરમજદ ઝલકાટ આપે, ભારી મ્હારા હીરા
મ્હારા હીરાને=ચાલો.

ચાલોરે બહેનો—નહાન નવાડવા લઇને જઇએ વિરાને
**ગગગ મ° મ°પગમ° પધ ની°ધ પમ° ગમ°પ ધપમ°**

સુભ સરેવનો સગન કરાવી લેવો વધાવી
**ની°ની° ની°ની°ની°સા ધધધ ની°સાસા ધધ પધની°**

હીરા મ્હારા હીરાને=
**ધપમ° ગમ°પ ધપમ°**

# સામ સામી આદરણી તથા દીવા વખતની સેસ પત્રિ.

### " માત-પિતાને "-યા-" ભલી વનીતા"—એ રાહ. *

સાસુ હરખાઇ સેસ ધરીને-ઠણ ઠણ કરતી ચાલેરે
એક "વહૂ" કાજ, બીજી "જમાઇ" કાજ-મલકાઇ, મલકાઇ હાલેરે =

" આદરણી " માં એક, બીજીને, વહાલ સાથ તેરાવે છે
સામ સામા "ટીલાં" કરીને-પહેરામની પહેરાવે છે=

આકર ટપકો, દીવા, સરેવના-કપડાં હોંશે લાવે છે
હસી ખુશીની ભેટ સોગાત-બેઉ, " વર વહૂને " બહુ ભાવે છે=

જેવી જેને હોય મલી " રીત "-તેથી આનંદ થાયે છે
આવી રીતના " મોસાળાં " થી-મનને ખુશી આવે છે=

પગ જોઇ પાઠરણું તાણો-એ લગનનો ભાવ ખરો
" અહુરા " નામે, જે કરો, તે વાજબી, " રીત " થી તમ કરો.

સાસુ હરખાઇ સેસ ધરીને ઠણ ઠણ કરતી ચાલેરે
**રેરે°મ° મ°મ°પ ધધ ધધસાસાધ નીધ° ધપપ મ°ધપમ°**

એક વહુ કાજ બીજી જમાઇ કાજ-મલકાઇ મલકાઇ હાલેરે-
**પપ પ પમ°પધ પમ° મ° રગ મ°પ મ°મ°મ°**

---

* જુઓ મધુરીકા પાનું ૨૮ મું નેકીકી નસીયત તથા ૫૬ મું સપુત્રી અને કપૂત્રી આ બન્ને ગીતો આ નોટશને વગાડશો.

# પાક દાદારની મદદ હોજો!

## "જીવો જીવો મલેકા" યાને "ઘણું જીવો"—એ રાહ.*

"વરરાજાનું સાજન છોકરીને ત્યાં દાખેલ થતાં"

ભલે પધારો વિરા, વહુના પિતાને બારે
સાસુ વધાવે વહાલે—હીરા મોતીની (થારે) થાળે=ભલે

વરરાજા તો બારે આવ્યા—સાથે વહુના સિંગાર લાવ્યા
ઘરેણા ગાંઠાં મનને ભાવ્યા—ઓવરણે વધાવો લાડે=વહુના

(કંકુ) કુંકાનો માય ટીલો કરીને, હાર ફુલોના છાતી ધરીને
થાળે બતાસા પાન સોપારી, ચોખા સાથે તે સૌ ભરીને—
આવકાર આપો કે પધારે=વહુના

મિજલેશ શોભાવી જમાઇ રાજે, વહુના મોટા સુખને કાજે
રંગ ખુશીનો આજે ગાજે, "અહુરા" બધું પાર પારે—(પાડે)=વહુના

ભલે પધારો વિરા— વહુના પિતાને બારે
**ધસા સાસાગરે ગમંગરે સાની સારેગ ગરેસા**

સાસુ વધાવે—(ઉપલી લીટી માફક વજાડવું)=ભલે

વર રાજા તો બારે આવ્યા— } બીજી ત્રીજી પણ
**ગ ગપપ પ ધધપ ધપ** } એજ પ્રમાણે.

ઓવરણે વધાવો લાડે= વહુના પિતાને
**ગગગ રસાગરે ગમંગ રેસાની સારેગ**

---

* આ નોટેશન પ્રમાણે "મધુરીકા" નું પહેલું ગીત પણ વગાડી શકશો.

# "હરગી લેતી વખતે."

## "સરસ સૌથી ખરેરે."—એ રાહ.

ઉંબર શોભ્યો—અમારો રે—જમાઇજીના રૂડા પગલે
ઓવરાઇ છળકાઇ અમો જઇએ—એવનના એક ડગલે ડગલે=

ફુલોના માંડવે આવ્યા—હરગો સાસુ ! હરખની સાથ
પછી આડા અંતર રાખી—બાંધો સુત સુતરનો ગાંઠ !

પરાયાને પોતીકા સમ—ગણીને આજ દીધી સંગાત
માતાજી તમ દીકરીની સાથ—જોડાવોજી જમાઇનો હાથ !

પડી તાળી લગનની વાહ—શાક્ષી સાથે જોડાયા છે
"પસંદ કરદમ" ની રીતી સાથ—આશિર્વાદ આજ છંટાયા છે=

મીજલશમાં, હાલ આવી બેઠા, "વર બેડે" હાથ બોલ્યારે
પધારીને ખુશી કીધા—હીરાના મોળ તોળ્યા છે

ઉંબર શોભ્યો અમારોરે જમાઇ જીના રૂડા પગલે
**મંપ મંગંમં ગમંપધં મંપ મંગંમં પધ૰ પમંમં**

(બીજી લીટી ઉપલી માફક.)

ફુલોના માંડવે આવ્યા— હરગો સાસુ ! હરખ ની સાથ
**અંમંધની઼ સાની઼સારે ગંરેગ઼ સાની઼ ધંપધ઼ ની઼સાની઼ ધપમ**

ચોથી લીટી—પહેલી માફક=

# આશિર્વાદ કલામો.

"અચેત."

કર નેક કામ, જેમાં કીર્તી મળો
ફતેહની વધ સાથ–મળે નેક ફળો !
પવિત્ર ભલાઇ સાથ–ભલા કામ કરો
રૂડા શબ્દે મનને ખુશીમાં ભરો ।
કરો કામ એવા, બદ વિચાર દુર રહે
બૂરાઇનો ધિક્કારથી નાશ કરતો રહે
નેકીને વખાણો, ફરેબને તજો ?
પાક મને "મજદીયસની" દીનને ભજો !
પૈસો જો મેળવો, તો ઉદ્યોગની સાથ
રાસ્ત રીતે ચાલો સરદારો સંગાત
દોસ્ત સાથ મીઠી જૂબાની ધરો
કદિ ચૂગલી કરવાને હમેશ ડરો!
કદિ ગુસ્સે થઇ ન ગૂનાહ ભરશો
ના, લોભે તમારૂં જીવન ભરશો !
અદેખાઇની આગે, ન દુખ કરશો
ગરૂરી ને તુંડી ના દીલ ભરશો !
કપટ સાથ કોઇને ફસાવતો નહીં
કદિ બદ નજરથી તું જોતો કંઇ !
ઉદ્યોગ, ઉદ્યમ સાથ તું લાભ કરજે
કાપી કીનાને, ને સુખ ભરજે!
કંઇ ભાગ, લાગ, તું ન લોભીથી રાખ
ચૂગલખોરની ચૂગલી કદિ તું ન ભાખ !
નાદાનની સંગાત ના ઝાંખીને જો
ઇનસાફથી સૌ સાથ તમે વર્તો !
પાજીની તકરારથી દુર દૂર રહે
દોસ્તોને પ્રીતી નિતીનું કહે !

મજલીશની તરીકત બરોબર તું જાણ
વિચારી તું ધરજે શહેનશાહનું માન!
વધારો તું બાપની "બુનીઆદ" નો કર
"માતા" ને હરદમ તું વહાલ નેક ધર!
સફાઇ સાથ નેકી ને રાસ્તીમાં રહો
"કેખસરૂ" મીસાલ, રહેવા સૌને કહો
ખબરદારી રાખો "કાઉસની" મીસાલ
"ખુરશેદ" જેવો નુરમંદ રહે તુજ હાલ
ચંદ્ર સમ ચલકતા ઝમકતા બનો
જરથુસ્તના પાઠો હરદમ ભણો
જોરવર બનો મીસલે "રૂશતમ પહેલવાન"
ફળવંતા બનજો "સપેનદાર" સમાન
સૌ સાથ દોસ્તી જીવેજાનની હોય
નેકી ને ઘાનતની ખસલતે જોય!
"અહુરમજદને" માનજો, બસ એકજ ખોદા
"જરથોસ્ત" છે તેનો બસ સરદાર સદા
ધીક્કારો બી દેવને, કરો "બહેમન" વિચાર
"અરદીબેસ્ત સરેહવરથી" નેક કામ પાર
"સપેનદાર, ને ખોરદાદ" થી પામો મીઠાશ
"અમરદાદ દેપાદર, આદરથી," પામો પ્રકાશ
"અરદવીશુરથી," પાકી, ને "ખુરશેદ" નુર
"મોહરથી" માહતાબી, "તીરથી" સખાવત પુર
દાદાર બક્ષે "મહેર," રહે "સરોસ" પાસબાન
આપે રાસ્તી "રસને" જોર "ફરવરદીન" તમામ
"બહેરામ" થી ફીરોજગરી, "રામ" થી ખુશી
રામ આપે શક્તિ, "ગોવાદ" થી રોજી

"દીન" આપે કુઉવત, દાનાઇનું ખરે
"અરસીસંગ" તમારે ત્યાં દૌલત ભરે

આપે, "આસતાદ" ખજાનો, આસમાન ઉદ્યોગ ઘણો
તે નેકીમાં ખર્ચી તમ ધર્મી બનો !

બક્ષે, "જમયાદ" મુકામ, "મારેસપન" નેક નજર
"અનેરામ"થી રહે સુરખી સજર

ખેશવંદને લાયકની નેકી મળે
ભલા નેક વિચારમાં પવિત્રાઇ ફળે

કદિ તમને ન કાંઇ બુરાઇ પોહોંચે
ચાહવું છે એવું કે સારૂંજ સોંચે !

તમને પ્રાપ્ત થાયે ભલા નેક ફરજંદ
ખુશી રહે તમારૂં તેથી મન તન

દુવા હું કરૂં થાય સઘળું આમીન
મ્હારી સાથ દુવામાં બીજાબી સામીલ

"કેખસરૂ" સમ બુજોર્ગ ને "મહેર" જેવો પ્યાર
"સ્યાવક્ષ" જેવી નજર નેક રહે ત્હારે દ્વાર !

"બેજન" જેવો ખાલેશ, "ગુસ્તાસ્પ" જેવો રાસ્ત
જોર "શામ નરીમાન" જેવું રહે ખાસ

"અસપંદીયાર" મીસાલ તુજ બાજુ બનો–
"દીન"ના મદદગાર "જામાસ્પ" સમ બનો

"અરદાફરશ" જેવા ખાલેશબી હોવ
"તેશતર"ના જેવુંજ તમે શુખ જોવ

સવાબના કરો કામ "જરથુસ્ત રાહ" મુજબ
પ્રકાશ તમને આવશે "મજદીયશની મહજબ"

પમરો, તમ સંસારે કસ્તુરી મીસાલ
તમારે ત્યાં ઉડશે સોનેરી રજાલ

અનેક ફુલો સમ મઘમઘતાં રહો
ભલી જીંદગી સાથે પૂર બ્હાર સહો

"જરથોસ્તી કલામ" સાથ દુવાબી દીધી
"અહુરાએ સૌની રાહબરી છે લીધી."

# "આશિર્વાદ પૂરા થતાં."

બાંધ્યો લગનનો ગાંઠ, મંગન મેલાપ થયો, સગનની સાથ=બાંધ્યો.
આશિર્વાદના કલામ ભણીને દસતુરજી પરવાર્યાં
જુગ જુગ જીવી-સુખી રહેવા-સુખના ગાંઠો માર્યા=બાંધ્યો.
સલામ દુવા સૌ કરો એવી હસતાં રમતાં રાખે
પરસપરનું હીત મેળવી-સ્વચ્છ પ્રેમભી ચાખે=બાંધ્યો.
વન વેવાઇ સાથ, ભેલાઇ ચાલો, સંપ સલાહમાં સાથે
સૌને, દાદાર ઘણું જીવારો,વર વહૂને સાથે=બાંધ્યો.
બચ્ચા બાળા તમને આપે, સાથે આયુશ ભારી
એવા સુખો હરદમ ચાખો-સાથે વસતી વારી=બાંધ્યો.
"માજદીયસન જોડું" આજે-"જરથોસ્તને હરખાવે"
"દીન ધરમના પેવંદ, તે તો અહુરાનેબી ભાવે."=બાંધ્યો.

બાંધ્યો લગનનો ગાંઠ (બે વાર)
**રે સા નિ સા રે ગ**

મંગન મેલાપ થયો સંગન ની સાથ=
**મ°મ° મ°ગ સારે ગગ રે સા**

આશિર્વાદના કલામ ભણીને દસ તુરજી પર વાર્યાં
**મ°મ°ગમ° પપ પપપ ધ ધધ પ મ°પ**

જુગ જુગ જીવી- સુખી રહેવા સુખના ગાંઠો માર્યા=બાંધ્યો.
**મ° મ° મ°મ° મ°મ° મ°પ ધધ પમ° ગગ**

## લગન કરી ઘરે પધારતી વખતે

"ઓ નેગેબાન"—એ રાહ

થયા વિવાહ વાજન, વાજી ગાજી ઘણા
રાજી રાજી થયા — વર વહુ ને વેવાન

વ્હાલાં મગન થયા—સુભ સગંન થયા
નેક લગન થયા—તેનું કરૂં રે બ્યાન—

ખાની પીની કીધી—મેજબાની લીધી
સૌની ખુશી વચ્ચે—વહુ જીતી ગઈ "વર"

વહુને સાસરે જઇએ— સાથે સૌને લઇને
વહુનું ભરપૂર ભરેલૂ રહે સુખથી રે ઘર.

રસતે શ્રીફળ "નાળિયેર" ભાંજો, ડગલે ફુલો નાખો
હર હર તરાહ તરાહના કરો રે રંગ

આજનો ખરો ઉમંગ—વાગે ખુશીના ચંગ
"દાદાર અહુરમજદે" આજે પાર પાડયો પ્રસંગ.

થયા વ્યાને વાજન—વાજી ગાજી ઘણા
**ધ°ધ° ધ°ધ° ધ°ધ• ધ°ધ° પપ મ°મ°**

રાજી રાજી થયા—વર વહુને વેવાન
**મ°પ ધ°ની° ધ°પ મ° ગ°ગ રે°સા**

વહાલા મગન થયા—સુભ સગન થયા
**સાસા રે°મ• મ°મ• ધ•પ ગ•ગ• રેગ•**

નેક લગન થયા — તેનું કરરે બ્યાન=
**ગ•ગ° સાસા રે°ગ° ગ•મ° ગ•ગ•રે• સા**

•

## "અમારા સ્પિતમાન જરથુસ્ત્રને નમન."

તનથી મનથી નમીએ તુંને પાકી જરથુસ્ત્રા
અહુરની આપી પિછાણ ભાખી નેક જરથુસ્ત્રા—તનથી
રહેમ કરીને રાહ બતાવી તુએ ખરેખરી
સમજ મગજ રજે રજમાં તુએ પુરી ભરી
દીન યકીનની ગુપ્ત રીત સુખને કાજ ભરી
જેના ઉપર ફીદા થઇને જાન નિસાર કરી
તારા શ્યાનની, માનની, જ્ઞાનની,
તારીફ સારી, ન્યારી ન્યારી—કેમ રહુ કરી—તનથી.
તારી યાદ થતાં દીલ મારૂ—સુરખીમાં ઉભાય
ચળ વિચળ રહે—મન પળેપળ તુજ અષોઇમાં લુભાય
કષ્ટ કામ પાપનો છે ધર્મમાંજ ઉપાય
અહુર તણા ફરમાનમાંજ સૌ સુદ્ધીમાં સુજાય
તુજ નામથી, કામથી, હામથી,
અહુરને જાણી અષોઇ પામી રહીએ આભારી.—તનથી.

તનથી મનથી નમીએ તને પાકી જર થુસ્તા
**રેમ°મ° પધપ મ°મ°પ મ°મ•ગ રેગશા રેગમ°પ ગમ°**

અહુરની આપી પિછાણ ભાખી
**મ°સાની° સાની•ધ' પસાની• સાની°ધ**

નેક જરથુસ્ત્રા
**મ°મ° પધ પધની° સાની•ધપમ°**

રહેમ કરીને રાહ બતાવી, તૂએ ખરી ખરી } બીજી લીટીઓ
**રેમ° મ•પધપ મ• પમ•ગ રેગ સારેગમ° ગમ°** } એજ પ્રમાણે.

તારા શ્યાનની, માનની જ્ઞાનની
**મ•મ° મ•પધ પધની° ધની°સા**

તારીફ સારી ન્યારી ન્યારી કેમ રહુ કરી
**સાસાની°ધપ સાની° ધપ મ°મ° મ°પ પધની°સાની°ધપમ°**

## વારે વારને દીને. જમાઇ સાસરે પધારે ત્યારે

"પ્યારા હાર પેહરાવ રે"

જમાઈ ઘરે પધારો આજ
લગન કરી પરવાર્યા, તેની થઇ વારેવાર આજ=જમાઇ
ચાલો ભોજન લઇએ સાથ
કરીયે મીઠી મીઠી વાત
પ્રેમ ભાવ ખીલતો રહે સર્વે ભાતે ભાત
દીલ છળકી રહયું રે—હર્ષે ભારી થયું રે
બચ્ચું માહરૂં તાહરા સુખમાં મલકી રહયું આજ=જમાઇ
તમો સ્નેહમાં રહેજોજી
તમો સંપમાં રહેજોજી
ભલાઈ સૌમાં નેક સુખન, સુખથી કહેજોજી
જેથી જોડી સુખરૂપ થાયે—બેઉના આયુશ લાંબા થાયે
સંસારની આ નાવડી તરી—કરજો સુખથી પાર=જમાઇ.

જમાઇ ઘરે પધારો આજ
**સાસા રેમ° મ°પધ° પ**
લગન કરી પરવાર્યા, તેની થઇ વારો વાર આજ=જમાઇ
**ધ°ધ° ધ°ધ° ધ°ધ°ધ° ધ°પ મ° મ°પ ધ° પ =ગ°રેસા**
ચાલો ભોજન લઇએ સાથ—(બીજી—લીટી પેહલી માફક)
**પપ પધ°પ મ°ગ°મ° પ**
પ્રેમ ભાવ ખીલતો રહે સર્વ ભાતે ભાત
**નીં°ધ નીં°ધ નીં°ધ નીં°નીં° નીં°ધ° પમ° પ**
દીલ છળકી રહયું રે—હર્ષે ભારી થયું રે
**પ સાસા સાસાસા સારે ગ°રે સાની°ધની°**
બચ્ચૂ મ્હારૂ ત્હારા સૂખમા મળકી રહયૂ આજ=
**ધ°ધ° ધ°ધ° ધ°ની° ધ°પ મ°મ° પધ° મ°પ**

## "સંપ" ની સીફત

"નાચે ગાયે નારી"–એ રાહ

આવો બહેનો! આવો, આવો! ખૂશાલી કાજ રંગ રાગ લાવો
બહેનોને પ્રેમ સાથે પાળો=ખૂશાળી કાજ રંગ રાગ લાવો
"સંપ," વિનાનૂ એકે, સુખ નથી બહેની
યોગ્ય, સંસારે છે કહેની, કાંઇ એથીને, ચઢતૂં, ને ઉચૂ કરૂએ "કાજ'
જેમાં ભરી લજ્જા લાજ, સુખી સાજ ભારે
ચિત્ત થારે–ધીર ત્યારે–મન મારે=ખૂશાલી

આવો બેહનો આવો આવો ખુશાલી કાજ
**સાપ પપમ° ગ°મ°પમ° ગ°સા નૌ°સાગ° મ°પમ°**

રંગ રાગ લાવો
**ગ°મ° પમ° ગ°સા**

બેહનોને પ્રેમ સાથે પાળો= ખૂશાલી=કાજ આવો
**સાની°સા પસા સાની° પમ° પપપ પમ°**

સંપ વિનાનૂ એકે સૂખ નથી બેહની
**પપ મ°ગ°મ° પપ ગ°પ મ°ગ° સાગ°સા**

યોગ્ય સંસારે છે રહેની, કાંઇ એથી ને ચઢતૂં,
**મ°પ પપની° સા ગ°સા સા °નીસાની° પની°**

ને ઉચૂ કરૂએ કાજ
**પ મ°પ મ°ગ°રે સા**

જેમા ભરી લજ્જા લાજ સૂખી સાજ ભારે
**ની°સા ગ°મ° ગ°મ° પની° પની° સાગ° સાની°**

ચિત્ત થારે, ધીર ત્યારે, મન મારે =ખુશાલી
**સા નીપ ની° પમ° પ મ°ગ° પપપ**

## શરીર સુખ શક્તિ

આરોગ્યતાની સુનો હકીકત, ઉપયોગનો છે ખરો તરીકટ,
ઉમંગ રાખી પાળો જીવન તક, સવાર પરોઢીએ ઉઠી નાહીને ચોક ચંદન છાવો
પછીથી મંદીરમા જાવો, પધારી ત્યા કિર્તન ગાવો=
પાછા ફરી મંદિર સેવાથી, હર્ષે જાત્રા પ્રીતમયાથી,
માત પિતાને ભેટી લેવાથી, ઘરે પધારી ભાઈ બહેનની જતન કરો વ્હાલે.
નીભાવો માન રૂડી ચાલે, ડરી તમ રહો બુરા ખ્યાલે=
રંક સ્થીતીમાં ઇજ્જત પાળો, કરકસરના નીયમે ચાલે,
હિશીયારીનો ક્રમ છે ઠાલો, નિતી પાકમાં ચાક બદનને મસલ કરો ભારી.
નર્મિનું નમન કરો જારી, જુદ્ધાઇની સાથ તજો સારી.=
ઉધ્યોગથી રહે તનતો નીરોગી, જે વીના રહે મન તો વિયોગી
દુઃખ દર્દના થાશો ભોગી, ફરી ફરીથી કષ્ટ લઇને અઘોઈ મારગ ચાખો.
જીગરની ખુશી ખુશી ચાખો, "અહુરાથી" પામો સુખ લાખો.=

આરોગ્ય તાની સુનો હકીકત,
**પપપ પનીંધંપ ગંમંપધં પમંગંરેંસાનીંસા**
ઉપયોગનો છે ખરો તરીકત } ઉપલી લીટી પ્રમાણે
ઉમંગ રાખી પાળો જીવન તક } દરેક લીટી વગાડવી

સહવાર પરોઢીએ ઉઠી નાહીને ચોક ચંદન છાવો
**સાસા સાસા પધં પપ પપપ મંપમં પપનીં ધંપમં**
પછીથી મંદીરમા જાવો — પધારી ત્યા
**ગંગંધંપધં મંપમંપપનીં ધંપમં ગંગંરેગં સા**
ભક્તિ ગાવો=
**રેંગંમં ગંરેંસા**

પાછા ફરી મંદીર સેવાથી } હર્ષ જાવો-(તથા) } પડોસની
**સાસા સાસા રેંસાનીંધ નીંધંપ** } માત પિતા } લીટી પ્રમાણે
**ઘરે** પધારી ભાઇ બેહનની જતન કરો વહાલે
**પપ પપપ પપ પપપ મંપમં પપનીં ધંપમં**
નીભાવો માન રૂડી ચાલે — ડરી તમ રહો બૂરા ખ્યાલે=
**ગંગંધંધંપ મંપમં પપનીં ધંપમં ગંગંરગં સા રેંગંમં**
**ગંરેંસા**

## " બચ્ચાની પધરામણી "

" હવે આ ટાળ " ખરી આવી–યાને લુચ્ચા લવજી–એ રાહ
વધાઇ પહેલી ( પુત્રી–યા–પુત્ર ) ની થઇ, અમારો જીવ જાયેછ હરખાઈ.
અમારા ઘર ગુંગર વાગે—ખૂશીના રંગ સાથે ભેલાઈ
વાહ ખૂશહાલી–વાહ બલીહારી, વાહ ગંજ ભારી આવ્યો ઘેર.
આખો કાળી—મૂખપર લાલી, બચ્ચુ આપશે લહેરા લહેર.—
" વહુમાય, " આજે બની–" માતા " અમારો હર્ષ સમાતો નહી.
સગા આવી વધાવી લે–કુટુંબની આજે આશા થઇ.
વાહ ખૂશહાલી, વાહ બલીહારી, વાહ " દાદારની " શી બરકત !
લગન સમયના રૂડા પ્રતાપે ખીલ્યૂ અમારૂ છે સરજત.—
બચ્ચુ આવ્યૂ, સૌને ભાવ્યૂ—અમારૂ દીલ બહેલાવ્યૂ છે
કરી " દાદગરના " શૂક્ર લાખ—હર્ષે છાટી સમાવ્યૂ છે
વાહ બલીહારી–વાહ ખુશહાલી, અમારી રંજ ફળી સારી—
હવે દુવાતો એ છે જે—" અહુરા " આપે તેને યારી—
વધાઇ પેહલી પુત્રીની થઇ, અમારો જીવ જાયેછ હરખાઇ
**મ°ની° મ°રે મ°પમ° રે રેસાગ° રે સારે પમ°**
અમારા ઘર ગુંગર વાગે—ખૂશીના રંગ સાથે ભેલાઇ=
**મ°ની°મ° રે મ°પ મ°રે રેસાગ° રે સાની° ની°ની°**

### કોરસ

વાહ ખૂશહાલી—વાહ બળીહારી—વાહ ગંજ ભારી આવ્યો ઘેર
**પ પમ°પધની° પ મ°મ°મ°ગ°રે ગ° ગ°ગ° ગ°રેસા રેગ°મ°પ મ°**
આખો કાળી— મૂખપર લાલી—બચ્ચૂ આપશે લહેરા લહેર=
**પપમ° પધની° પમ°મ° મ°ગ°રે મ°મ° પધ ની°ની° ની°**

## બાળકનું પહેલું વરસ

આવો સખી આવો—મને ફુલો વધાવો—એ રાહ
આવો માય આવો—મ્હારા "બાળ" ને નવાડો
બાળને નવાડો—પહેલું વરસ ઉગાડો=આવો
ચોક પુરીને—તોરણ તંગાવો
પાટળે બેસારી—ફુલ હારે સંગારો=આવો
પગમાં ગુંગરા, હાથમા પ્હોંચી
બાલ હોરી લઇ જભલુ પહેરાવો=આવો
ટોપી પહેરાવી, ટીળો કરી લેવો
ચોખા કુંકામાં ભેલી વધાવો=આવો
બાળ હસેછ—"મા" ના હૈડા ઉછળે
સૌસે મેળવી "શેક હેન્ડ" કરાવો=આવો
ગાડી મંગાવો—સાથે સધાવો
"આતશ બેહરામ" જઇ સુખડ ચઢાવો=આવો
દુવા કરૂં મ્હારા "દાદાર" ઉપર
આપ્યો મને, ખરા પ્રેમનો માવો=આવો

આવો માય આવો—મ્હારા "બાળ" ને નવાડો
**સાસા સાસા સાસા સાસા સારે ની ની નીસારેરે**

બાળને નવાડો—પેહલૂ વરશ ઉગાડો = આવો
**રેમંમં મંપપ મંરે રેરેસા સા ની સારેરે**

ચોક પુરીને—તોરણ તંગાવો
**રેમં મંપપ મંપ પ મધપમંરે**

પાટળે બેસારી—ફુલ હારે સંગારો = આવો
**રેરેરે રેરેસા સાસા સાસા સાનીસારેરે**

## “નવજોત”

“અગર આં તુર્ક”–એ રાહ

વધૂ એક ગુલ ખીલ્યૂ છે આજ–ખરેજ “જરથોસ્તી ડાળી” પર
વધૂ પમડાત આજે વધ્યો–પંઠરાયલી ફુલની જાલી પર

ખીલી ખૂબીમાં ખીલતૂ રહે–હવે “અષોઇની વાડીમાં”
યથા તૂંએ જો ભણ્યો છે–તો મશગૂલ રહે તે યાદીમાં

પેવંદ બાંધ્યો કલામો સાથ–“મહજબ મઝદાનો” લીધો છે
ધરમ પર ધ્યાન ધરાવવાને “અમલ અષેમનો” દીધો છે

ભલે નવજોત યા નવી જોત–તમારી પર વધાવી છે
“અહુરાના ભાનને મળવા”–તમારી તે તો ચાવી છે

“હુમતમા સોચ હુખતમાં બોલ કરે હુવરસ્તથી કામ અનમોલ
સુદરેહ કુસ્તીની બરકતની–હવેથી કર ખરો વૂં ટોળ”

“મનસની” મનને સારી છે–“ગવસની” શબ્દે ન્યારી છે
“કુનસની તો અહૂરાને બાર”–જવાની ખૂદ તો બારી છે

કદમ દીનમાં આજ ભર્યા તેં–કુલ જરથોસ્તી હરખાયા છે
સુખી વૂં ધર્મમાં રહેશે–એવી અહૂરાની રક્ષા છે.

વધૂ એક ગુલ ખીલ્યૂ છે આજ—ખરેજ જરથોસ્તી ડાળી પર
મ°ગ ગ મ° મ°મ° મ° મ°પધ° પમ° ગ° રેસારે મ°ગ રેસા
(બીજી લીટી ઉપલી માફક)
ખીલી ખૂબીમાં ખીલતુ રહે હવે અષોઇની વાડીમાં
રેમ° મ°પપ ધ°ધ° પ મ°પ મ°ગમ°પ ધ°પમ°ગ

યથા તૂએ જો ભણ્યો છે— તો મશગૂલ રહે તે યાદીમાં =વધૂ
ગગ ગમ° મ° મ°મ°મ° મ°પધ° પ મ° ગ° રેસા રે મ°ગરેસા

## નેક નારી.

નારી સુખ સંસારનું—આપી કરે છે શાન્ત મન.
નારી હસ્ત મૂખારથી—આનંદ આપે તન બદન. નારી.

નારીની બરદાસ્ત નેક—ટેક તેમાં દીપતો રહે
નારી રીતી રાસ્ત ધરી—પ્રીતે કરે જોર જતન. નારી.

નારીના ગુણ લાખ ઘણા—રાખ કરે તે લઇને રંજ
નારી જેવો ગંજ એમૂલ—એવું તે આબદાર રતન. નારી.

નારી જીવની આસ છે. સાંસ તેમાં ભર્યો રહે
નારીનું હૈડું કદી રહેવૂં નહી હર હાલ કઠણ. નારી.

નારી લ્હો ચુંબક સમાન—ઝેન રાખી દાઝ ધરે
આકર્ષે સ્વચ્છ બ્હાલથી—ઘેર હોવ યા જાવ વતન. નારી.

નારીનો પમડાત વાહ—સુગંધ પમરે વંશ પર વંશ
અહુરાએ એમાં ભરી—માયા સારી અંશે અંશ.

નારી સુખ સંસારનુ આપી કરેછે શાન્ત મન } પહેલી લીટ
મ°પધ°પ પ પધ°નીં°ધ°પમ° મ°પ મ°ગ°મ° ગ°રેસા મ° } માફક બીજી

નારીની બરદાસ્ત વાહ— ટેક તેમા દિપતો રહે
ગ°ગ°મ° મ° પધ°પ પ મ°મ° પસા નીં°ધ°પ મ°

નારી રીતી—રાંસ્ત ધરી પ્રીતે કરે જોર જતન=નારી
પપ પપ નીં°ધ° પમ° મ°પ મ°ગ°મ° ગ° સામ°

## સુખી સંસારમાં દાદારની યાદી

### "જપૂ નમૂફરૂ"—એ રાહ*

દાદાર નમુ તને, ફરી નમુ તુને, સુખી છુ હુ સંસારે
માતા પિતાએ પતિના પાસનો, સાથ અપાવ્યો વાહરે!
વ્હાલા ધણીની પ્રિત, ખરી મને, સુખી થઇ ઘરબારે
કેવળ મ્હારૂ, મન તન અર્પી, હુ-રહીશ તેના આધારે,
ખોળો મ્હારો ભરપૂર કીધો—વ્હાલા ધણીની સાથે
આશિર્વાદના રૂડા લગનના, બાળકને ચાપુ, ગળે ને બાથે
વ્હાલા બાળકનો ચેહેરો જ જોતાં ધણી હૈડે તો ધાયે
સાંજે ઘેરે આવી વ્હાલો ભેટી મલે, હરખ દીલ સમાયે
"મ્હારી દીનમા જનમ લીધો—ખુબી ભણી બહૂ, ભારે"
"નવજોત પ્રસંગે"-સગન થયા-રૂડા ધર્મના વિચારે=
સંસાર સુખનો સમય જોયો—જોઈ વળી બહુ વ્હાલે
હવે ગુજારૂ કે મ્હારૂ મનડૂ—જરથોસ્તી ઝેનમા ગાળે=
ખુશી થઈ છુ મગન રહીછુ, મ્હારા વ્હાલા ભૂલકાની પાસે
"દાદાર," ધણીને માથે નિભાવો—સૂખી રહુ એવી આસે!

દાદાર નમૂ તને, ફરી નમૂ તૂને સુખી છું હું સંસારે
**મંમં° ગમ° મંપ મંમં° ગંરે સાસા રેમ° મ° મ° પધની°ધ**

| | |
|---|---|
| માત પિતાએ પતિના પાસનો<br>**ધધ ધધપધ ની°સાની° સાસાસા**<br>**સાસા° ની°ધપધ** | ફરી લાઇન વજાડતા<br>નીચલો ભાગ વજાડવો. |

સાથ અપાવ્યો વાહરે= દાદાર
**ની°ધ ધધની° પધની°=ધપ=મંમં°**

---

*જુવો મધૂરિકા પાનૂ ૧૦ "સાવિક ભકિત"—ઉપલા નોટેશને વગાડશો।

## અહુરાની આરાધના.

ખલકતનો હું છું ખાકસાર નમું તુંને અહુરા અહુરા,
સરજતમાં મુજનો રજ છે ભાર શીદા તુંપર અહુરા અહુરા.
ત્હારી દીનનાં રાહબરથી બુદ્ધી મ્હારી છે ભરી,
અકલ ભેદમાં પુર ભરી પુંકારૂં નામ અહુરા અહુરા.
પ્રવાહ પડયા કંઈ અનદીઠા બારીક શુક્ષ્મ રૂપ ભર્યા,
પિછાણું તુંને હર જગા પણુ જોઉ કેમ અહુરા અહુરા.
"સરોશને" મ્હારી સાથ દીધી આહા સંભાળ તે કેમ કીધી,
"બહેમનનાં બળની" કળ દીધી જયા નાદ સુનુ અહુરા અહુરા.
"હોમની હોજમાં" હું પડયો અષોઇનો ગંજ મને જડયો,
"ખોરશેદના" ખાસ કીરણોમા ચળકાટ તાહરો અહુરા અહુરા.
"તેત્રીસ તહારા યજદો"ને ફરતા કીધા સૌ સુખ કાજ,
તૈયાર કીધા હમારે કાજ ઓ રેહમીલા અહુરા અહુરા.
ઓ નેક બાપ ઓ દાદખાં તાહરા કરજમાં હમ સદા !
તાહરી મિનોઇમાં જઇ વસું કયારે રે ઓ અહુરા અહુરા. !
"હતો ભોમ્યો નેક જરથુસ્રા" જે લાવ્યો પેગામ ખુદ "યજદાંનો"
રગમાં હમારી પેસ કીધો જે "હતો ને છે અહુરા અહુરા." !

ખલકતનો હું છું ખાકસાર નમૂ તને અહુરા અહુરા
**ધધસા સા રે ગધપ ગગ રેરેસા રેગ રેસા**
(બીજી લીટી પેહલી માફક)
તારી દીનના રાહબરથી બધ્ધિ મ્હારી છે ભરી
**ગગ પધ સા સાસા નીધ ધપધ ની ધપ**
અકલ ભેદમાં પુર ભરી પૂકારૂ નામ અહુરા અહુરા=
**ગગગ ગરે ગ ધપ ગગરે રેસા રેગ રેસા**

*"God Save the King."*

# ફુલોના માંડવ.

તાજા અને ઈંગલીશ તેર્હ્તનાં **"તોરા હાર, બાસકેટસ શીથસ, ક્રોસીઝ"** હમારે ત્યાંથી મલશે.

**કલમો**—હાપુસ **આંબાની** આઠ જાતની, **ચીકુની** બે જાતની, **સંતરા, મોશબી, લીંબુ** છ જાતની, **લાલપીચ, સપરચંદ, દાદમ** ચાર જાતની, **બોર** અમદાવાડી, શેંગાહીની મીથી સાકર જેવી **કમરખની બદામ દરાખ, અખરોટ શેતુરમીથી નાળીઅર શીગાપુરી** ને છ જાતની, ઇત્યાદી ફળની **કલમો** મળશે અનેક જાતના **પામ્સ, કરોનનસ,** જાતજાતના **ગોલાબ, મેગનોલીઆ, એરેકેરીઆ** વગેરેનાં ફુલનાં **ઝાડો** તથા વેલા તથા જાત જાતની **ફ્રરનસ, લીલીશ** હમેશ મળશે.

**તાજા ફુલના** તોરા, હાર, બાસકેટસ, બતન હોલશ, **ફુલ-પાનનું ડેકોરેશન,** અંગ્રેજો માટે સાપર બોકેસ, રીથ, ક્રોસીઝ બનાવી સંતોશ આપવામાં આવશે.

એકઝીબીશનમાં **બાર મોટા ઇનામો** હમારી સરટીફીકેટ તરીકે **મુંબઈ** અને **પુનાનાં** મલ્યા છે. નવા બગીચા બનાવી ચાલુ બગીચામાં મનમાનતો ફેરફાર કરીએ છૈએ. બહારગામના આરડર પર ધ્યાન આપવામાં આવશે.

**સોરાબજી અ. મે. ઇરાની,**
ફુલોરીસ્ત ( ૨૫ વરસનાં અનુભવી )
કલેર રોડ, કોનવેનત પાસે, પાલનજી હોટેલ કમપાઉંડ,
ભાએખલા, **મુંબઇ.**



The only address—No branches.

**KALKADEVI, BARTON Co.**

KALKADEVI Rd.

આંખની મફત તપાસ કરી ખરા "પથ્થરનાંજ" ચશમા "મફત" બદલી કરવાની જામીનગીરીથી બનાવી આપીશું. ગરીબ જરથોસ્તીઓને ખાસ સસ્તા ભાવે અથવા જરૂર પડવે તદનજ મફત ચશમાં આપીશું.

**302—304—કાલકાદેવી રોડ, મુંબઈ.**

**નકલી આંખો.**

**ખાસ અમેરીકન બાઝીલયન પઠરાનાં ચસમાં**

**"સ્વદેશી નહીં."**

**કાલકાદેવી બારટન કું.**

**મારકીટમાં અને કોટમાં હમારી કોઈપણ શાખા ઑફીસ નથી.**

કોઇ પણ હોસપીતાલ અથવા દાકતરોના નંબર પ્રમાણે ચસમાં જામીનગીરીથી બનાવી આપીશું. જો હમારો બનાવેલો ચશમો દાકતર નાપસંદ કરે તો કુલ્લે પૈસા પાછા આપવાની લેખીત જામીનગીરી આપીશું.

**"નકલી આંખો."**—Artificial Eyes.

**"ખરા પથ્થરના ચસમાં"**—Real Pebbles

**કાલકાદેવી બારટન કું.**

**No 302—304.**

**કાલકાદેવી રોડ, મુંબઈ.**



## કે. દી. માસતર.

ના

## હાઇ કલાસ ટેલરીંગ

### ખાતાંનો ખરો ભેદ શું !

વેલાયતનો ઉંચા ડીપ્લોમાં ધરાવનાર
એક બાહોશ પારસી કટર
મનપસંદ કટ તથા બંધબેસ્તી ફીતીંગ કરી
આપે છે.

અમારી દુકાને લીધેલી એકજ મુલાકાત
અમારી સુંદર અને નાદર ફીનીશીંગ
સાબેત કરી આપશે.

લેડીઝના ડ્રેસો બનાવવા ખાતરી પુરવક
કુશળ દરજીઓ ખાસ રોકવામાં આવ્યા છે.

મલો—કે. દી. માસતર,

લંડન હોટેલની સામે,
ગ્રાંટરોડ—મુંબઈ.



# હા, ખરૂ છે કે

**ગાયણની ખુબી જે નહિ પીછાણે**
**તે ખોદાની ખોદાઇ નહિ બી જાણે......**

અને તેજ મીસાલ જે ખરા હુન્નરની પિછાણ નહિ કરે તે કુદરતની પીછાણ પણ કરવાને શક્તિવાન નથી.

આજે દુન્યામાં **જેપાન** દેશ કુદરતી સીનસીનરી માટે તેમજ તેના હુન્નર માટે મશહુર છે, અને તેજ દેશના હુન્નરના **નાદાર નમુનાઓ** તમારી સનમુખ રજુ કરવાનો અમો એખલાજ દાવો કરીએ છીએ. જેપાન દેશે શુ કરી બતાવ્યૂ છે, એ સૌને રોશન છે.

અમે માન્યે છીએ કે **તમો ખરા હુન્નરના શોખીન** તરીકે જ્યારે પણ સરસ તથા કીમતી "નવજોત, લગન, પતેતી, નાટાલ, દીવાલી" અને એવા બીજા સરઅવસરોએ સગાં **સ્નેહીઓ અને દોસ્ત** આશનાઓને **ભેટ આપવા લાયકની** જણસો લેવો ત્યારે અમારી દુકાનની મુલાકાત લેશો, કારણ અમારી પાસે

**જાપાનીઝ હુન્નરમંદીની**

ચીજો પડેલી છે જે આપનારને શોભા આપે અને લેનારને ખુશ કરે છે.

# બેશો કંપની

હોરનબી રોડ, કોટ-**મુંબઈ.**



